श्री जैन धर्म जयती.

# જૈન જોઇન્ડ સ્તવનાવળી





પ્રથમાવૃત્તી



## જૈન ધર્મપાળનાર-સજજનોનેસારૂ.

પ્રગટ કર્તા.

"THE JAIN BRANCH JOINED



CLUB"



" ધી જૈન બ્રાંચ જોઇન્ડ કલબ" સુરત

દોહોરો.

જ્ઞાન સમો કોધનનહીં, સમતા સમો નહીં સુખ;
જીવત સમ આશા નહીં, લોભ સમો નહીં દુ:ખ

ધી રાઇઝીંગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસ સુરત

વિર સંવત.૨૪૨૩વીક્રમાદિત્ય. ૧૯૫૩સને૧૮૯૬

મુલ્ય માત્ર દોઢ આનો.

# સુચી પત્ર

આ પુસ્તકની આશાતના કરવી નહીં, આશાતના કરવાથી અજ્ઞાન પણું પ્રાપ્ત થાયછે. અરથાત જ્ઞાનાવરણી કર્મ બંધાયછે માટે ચોપડી વાંચીને રખડતી ન મુકતાં યોગ્ય સ્થાનકે મુકી વિનય સાચવવો.

## અર્પણ પત્ર

ધર્મો ઉદ્ધારક, જ્ઞાનો ભ્યાસક, મુનિ રાજ્યજી પન્યાસજી શ્રી શ્રી શ્રી. ૧૦૦૮ કમળ વિજયજી

મહારાજ શ્રીનો પવિત્ર સેવામાં:—

જત આપ ધર્મનું રત્ન છો. માટે અમારા જૈન ધર્મનું હમારા તરફથી પ્રગટ થએલું આ લઘુ પુસ્તક આપની પવિત્ર સેવામાં અર્પણ કરીએ છીએ તે અંગીકાર કરશોજી

વીનતી

"શ્રી જૈન પ્રાંચ જોઈન્ડ કલબ" સુરત.

# આભાર સહિત પ્રસ્તાવિકપત્ર

**ધર્મો તેજક બંધવો અને બહેનો!** —

"**ધી જૈન બ્રાંચ જોઇન્ડ કલબ**" એ સુરત ની પ્રખ્યાત "**ધી જૈન જોઇન્ડ કલબ**" જે સંવત ૧૯૪૭ના ચેત્ર શુદી ચોથને દીવશે "**સુરત જૈન સુબોધક મંડળી**" અને "**સુરત જૈન જ્ઞાન વર્ધક મંડળી**" જોડાઇને ઉભી થએલી અને જેની અંદર સંવત ૧૯૪૯નો સાલનાં મુબઇની "**જૈન વિદ્યા સંગ્રહ મંડળી**" પણ સામેલ થઇછે તેનીજ શાખાછે. એ કલબની અંદર ધારવા કરતાં બમણા મેમ્બરો થઇ જવાથી નાનાં મેમ્બારોની એક જુદી ટુકડી એટલે શાખા પાડી. જે સંવત ૧૯૫૦ના વૈશાખ વદ ૧૦ને દીને "**ધી જૈન બ્રાંચ જોઇન્ડ કલબ**" ના નામથી સ્થપાઇ.

સંગીત મંડળીઓ ઉભી કરવાનું ખાસ કારણ એજકે ઉછરતાં બાલ્યોને ધર્મનાં સગીતનું જ્ઞાન આપવું એજ મુખ્ય હેતુછે. અને હમારો એ ધારણા કેટલેક દરજ્જે પાર પડી ચુકીછે, હમા સર્વને વિનંતી કરીએ છીએકે પોત પોતાના બાલ્યાન નાનપણમાંજ એવી વીના સુહ્યની પ્રભુ સ્તુતિ કરનારી મંડળીઓમાં અવશ્ય દાખલ કરવા જોઇએ. જેથી

તેઓને સંગીતનું કાંઇ પણ જ્ઞાન મળે કે તેઓના આત્મા નું કલ્યાણ થાય.

દીવશે દીવશે જમાનો ફરતો જાયછે તેમ તેમ હાલના યુવકોમાં નાટકોનો શોખ વધતો જાયછે જેથી ખરી રાહદારી ચાલને તેઓ પસંદ નથી કરતા. એજ કારણસર પ્રથમ થીજ તેઓને નાટકનાં સંગીતનું જ્ઞાન આપવાની જરૂરછે. પછી પાછળથી જેમ જેમ તેઓ મ્હોટાં થતાં જશે તેમ તેમ તેઓને એવી હાથ પગ વગરની રાગણીઓ પોતાનેજ પસંદ નહીં પડશે જેથી તેઓ પોતાની મેળેજ રાહદારી તરફ મન દોરવશે. પણ પહેલાંતો સંગીતનો શોખ લગાડવા શારૂ તેઓને નાટકના રાહનાં સ્તવનો જોઇએજ. હમારો વરિષ્ટ કલમનો સંવત ૧૯૪૮નો ઠરાવ એવો છે કે:———

"હાલના યુવાનો નાટક જોયછે, તેના નવા રાગોની મધુરતાને લીધે તેઓ તેમાંના ખરાબ ગાયનો ગાયછે માટે તેવાજ રાગોનાજો આપણાં ધર્મના સ્તવનો હોયતો તેઓ ગાય જેથી તેઓના આત્માનુ કલ્યાણ થાય."

ઉપલા ઠરાવને લીધે એજ વર્ષમાં **"જૈન રમુજી ગાયન સંગ્રહ"** નામની સ્તવનાવળી પ્રસિદ્ધ કરી, જે સર્વેને ઘણી પ્રિય થઇ પડવાથી ખપીગયાથી સંવત ૧૯૫૦ માં તેની નવી આવૃતિ સુધારા સહીત છપાવવી પડી તેમ-

જ અમારા આ નવા પ્રયાસને પણ સારૂ ઉત્તેજન મળશે એવી કલબ આશા રાખેછે.

વિશેષ કહેવાની જરૂર પડેછેકે કેટલાંક પેટભરૂ કાઢના શખ્સો આ ચોપડીનું નામ બદલી અથવાતો ગયનોમાં સેજસાજ ફેરફાર કરી તથા કર્તાનું નામ ઉલટ પાલટ કરી બીજા નામથી છપાવેછે તથા ગાયછે તેથી કર્મ બંધાયછે અને તેના દોષ વિષે "**શેત્રુંજામહાત્મ**" આદિ ગ્રંથો વાંચવાથી અથવા પુછવાથી માલમ પડશે.

આ પુસ્તકમાં હમારી મતિ ભ્રમાણથી કોઇપણ ભુલ દોષ પડી હોયતો મેહેરબાની કરી માફ કરી લખી જણાવવા તસ્દી લેશોતો આભાર થશે.

વળી સુરત શેહેરના નગરશેઠજી અને જૈન સંગના શેઠ તેમજ "**શ્રી જૈન જોઇન્ડ કલબ**"ના પ્રેસીડંટ અને "**સુબોધક મંડળી**"ના પ્રમુખ સાહેબ, શેઠજી ગુલાબભાઇ નરોતમદાસજી જેઓ આપણા ધર્મના સંગીતનું જ્ઞાન આપવા તેમજ સારો ફેલાવો કરવા ઘણો શ્રમલેછે અને હમારી બાલ વયની કલબને ઉત્તેજન આપી વધારવા તેમજ ચલાવવા દીલસોજી ધરાવેછે તેથી આ કલબ આ પ્રસંગે તેમનો ખરા અંતઃકરણથી આભાર માનેછે.

**લી૦ શ્રી જૈન બ્રાંચ જોઇન્ડ કલબ. સુરત.**

૬૩૫૦

# જૈન જૈઇન્ડ સ્તવનાળી.

## પ્રારંભ.

॥ દુહો. ॥

ગોડી પાર્શ્વ કૃપા થકી, પુરણ થઇ મન કામ;
પ્રભુ ભજક મંડળી તણું, " જૈનજોઇન્ડ " કલબ નામ;

॥ ૧ ॥

( મત ડરરે ધર ધીરજ. ) એ દેશી.

ઓ ચેતનરે, ચાલો જઇએ જીન મંદીરે ॥ ટેક ॥ ગયો અવસર ફરી નહી આવે. (૨) પ્રભુ દર્શને કષ્ટ સહુ જાએ ॥ સમજતું મનરે ॥ ચાલો ॥

શેર.

જાતે યે પ્રભુ મીલનકું, બીચમેં ઘેર્યો આન;
એક કંચન દુજી કામની, કેસો હોય કલ્યાણ. ॥ ૧ ॥

ચેતન તેરી કાયા જુઠી (૨) ઉઠ મોહ માયાકું મુકી ॥ લઇ અક્ષતરે ॥ ચાલો ॥

શેર.

ધ્યાન ધરો જીન નામકા, જેથી સીવપુર વાસ;

"જૈન પ્રાંચ જોઇન્ડ કલબ" ને, છે પ્રભુ દર્શન આસ ॥ ૨ ॥

॥ ૨ ॥

( અદ્ભૂત રચના શી. ) એ દેશી.

મનહર મુર્તી શી–શોભે–આહા–ચિત્ત લલચાય. ॥ ટેક ॥
જોઇ મુર્તી શ્રી પાર્શ્વ, મારૂં મનડું થાય ઉલ્લાસ ॥
તારી કીર્તિનો નહીં પાર, શરણાગતનો તું તારનાર ॥ મન૦ ॥
તેરે શરણે આવ્યો હું બાળ, મોક્ષ ફળ દેવા કર મુજ આશ ॥૧॥
"જૈન પ્રાંચ જોઇન્ડ કલબ" મળી, તુજ ગુણ ગાએ ઉલટ ભરી ॥ ૨ ॥

॥ ૩ ॥

( જા હુવે રાખ મુખ નવ ભાખ. ) એ દેશી.

શ્રી જીનરાજ, ગરિબ નવાજ, રાખો લાજ, મારી આજ ॥ ટેક ॥
દુર કર પ્રભુ મુજ દુષ્ટ મતિ; અર્જ મેરી, હૃદય ધરી; પ્રભુ તું દાતાર, સાહ્યથા આવાર ॥ સંસાર-ભવપાર– કીરતાર–ઉતારતું ॥ શ્રીજીન૦ ॥ ૧ ॥ "જૈન પ્રાંચ જોઇન્ડ કલબ" મળી; ગાએનમી, ચર્ણેરમી; પ્રભુજી શીરતાજ, બાળની ધારો દાઝ ॥ સંસાર–ભવપાર–કીરતાર–ઉતારતું ॥શ્રીજીન૦॥૨॥

॥ ૪ ॥

( બેઠાશું રે આંહી ) એ દેશી.

આદીશ્વર સ્વામી (૨) પ્રણમું હું (૨) હું છું તારૂં બાળ ॥ ટેક

હું છું તોરે શર્ણે પ્રભુજી, હરત ગ્રહીને તાર; આવ્યો તારે દ્વાર (૨) ॥આદિશ્વર.॥૧॥ તુ છે મારો સાહેબાન, હું છું તારો દાસ; આપ મુકિતવાસ (૨) ॥આદિશ્વર॥૨॥ હું તો છું અજ્ઞાન પ્રભુજી, સુ મતિ કાંઇ આપ; કષ્ટોમારાં કાપ (૨) ॥ આદિશ્વર॥૩॥ " સુરત ધી જૈન જોઇન્ડ કલબ"ને, છે તારો આધાર; નમેછે વાર હજાર (૨) ॥આદિશ્વર॥૪॥

॥ ૫ ॥

પ્રભુજીશે હમારા પ્રણામ પ્રણામ (૨) હાં ભુ મેહેરબાન, મહાવીર ભગવાન ॥ટેક॥ તોરે દર્શનપે, ફીદા હું વાહું-જય-કારી-બલીહારી-તુમ્હારી-હરદમ-॥પ્રભુ॥૧॥ દર્શણ કરૂં દુઃખ હરણ કારણ-દુઃખભારી-હમારી-નીવારી-હરદમ॥પ્રભુ॥૨॥"ધી જૈન ધ્રાંચ જોઇન્ડ, કલબ' સુરતની-દીનધારી-હમારી-દીલ-ધારી-હરદમ ॥પ્રભુ॥૩॥

॥ ૬ ॥

**(પૈંયાસે લાગુ એ ચાચા પીઆરે મોરે) એ દેસી.**

નમું નમું હુતો નેમ પીયારે મોરે, તકસીર હમારી વીસારે ઓ શ્યામ મોરે; અબલી છોડી ન જાઓ ઓ નાથ મોરે, નારી વીખુટી ન કરો ઓ પ્યારે મોરે ॥ રાજુલની વીનંતી એટલી માન (૨) પીચ મતજા-છોડીરે-" જૈન જોઇન્ડ" કહે-અર્જએ-મેહુમાન (ફરીથી)॥ ૧ ॥

॥ ૭ ॥

( આહા કર્મની ગતીછે કેવી ) એ દેશી.

ગોડી પાર્શ્વની ૨) મુર્તી શી શોભે, વહી ન શકાય ॥ટેક॥
ઝલક ઝલક તુજ મુરત શોભે, તે જોઈ મુજ મનડું લોભે ॥
કાંતી સારી-જોઊં ધારી-જાઊં વારી-મમચિત્ત મલકાય ॥ ગોડી પાર્શ્વની ॥ ૧ ॥

શેર.

પ્રભુ તુજ દર્શન સુખ સંપદાં, પ્રભુ, તુજ દર્શન નવનીદ્ધ;
પ્રભુ તુજ દર્શનથી પામીએ, આહા સકળ પદાર્થ સીદ્ધ.
ચટપટ ઝટપટ દર્શન આવું. પ્રભુ ગુણ સ્તવના હરખે ગાઊં ॥
કીર્તી તારી-ગાઊં વારી-ધુમડારી-ગાતાં મન મલકાય ॥ગોડી॥૨॥

શેર.

ગોડી ગોડી જે જપે, સદા સોહેલો હોય;
દુઃખ ભજે દાળીદ્ર હરે, વેરી ન ગંજે કોય.

"જૈન પ્રચ્ય જોઈન્ડ કલબ" સુરતની, ગાવે ગુણ ગોડી પાર્શ્વ મુરતની ॥ પ્રભુ પ્યારા-આઓ તારા-દીલ્લા પ્યારા-સેવક ગુણ ગાય ॥ ગોડી ॥ ૩ ॥

શેર.

પારસનાથ કે નામસે, સબ સંકટ મીટી જાય;
મન સુધ્ધે સેવા કરે, તા ઘર લછી સુહાય.

॥ ૮ ॥

( જોબનના રંગમાં ઝુલે. ) એ દેશી.

લો અરજી ઉર જીન વરજી ॥ તમે તારો ગરીબ નવાજ,
    શીવ પુરતાજ; સહાય જીનવરજી ॥ ટેક ॥
ભવ અનંતા ભમતાં તમારે, શર્ણે આવ્યો દાસ ॥
મહેર કરી કેશરીઆ નાથજી, આપો શીવ પુર વાસ; સ-
    હાય જીનવરજી ॥ લો અરજી ॥ ૧ ॥
મહારાજ છો ત્રણ ભુવનમાં, સવી જંતુના નાથ ॥
તાન મારીને તમ ગુણ ગાઊં, તારો ગ્રહીને હાથ; સહાય
    જીન૦ ॥ લો ॥ ૨ ॥
ઝોરીખવ દેવ નગર ધુળેના, તમ ગુણ "જોઇન્ડ" ગાય ॥
ડાલે કેશર ચર્ણે તોરે, 'ગુલાબ' અત્તર માંય; સહાય૦
    ॥ લો ॥ ૩ ॥

॥ ૯ ॥

(બીક લાગે બાઇ બાપુ પાસે જાતા મુજનેરે )એ રાગ.

જીનરાજ મહારાજને હું વંદન કરુંરે, વંદન કરુંને પ્રભુ તા-
    રું સ્તવન કહુંરે ટેક
પ્રભુ પાપ કષ્ટ સહુ હરજે, જરા મેહેર નજર તું કરદે;
શીવપુર નગરમાં વગદે; ભવો ભવ ભટકી આવ્યો તોરે ચ-
રણેરે જી. ॥ ૧ ॥
તુજ ગુણ જન જોઇન્ડ ગાએ, ગુણ ગાઇ હરખિત થાએ;

ઉમંગે ભાવની ભાવે, સેવક કહે તાર પ્રભુ હું સરણું તારેરે
॥ ૨ ॥

॥ ૧૦ ॥

( હમ આશક બુલ બુલ ઉસ ગુલ પર મરતે )એ દેશી

જીન મંદીર મેં હમ દરસણ ખાતર આતે હુએ સદા, પ્રભુ દર્દ દરસણ હોકે પરશાન હમપે સદા, તેરી પુજા કરને ખાતર આવું ફેરજમે સદા. પ્રભુ કરજે માફ મેરા પાપ જે કરૂં સદા ॥ ટેક

તેરી સુરત લાગે પ્યારી, તેરી મુરત લાગે પ્યારી. તેરે હાથે બીજોરં કાને કુંડળ, મસ્તકે મુગટ ભારી ॥ જીન ॥ ૧ ॥

સુરત ધો જઇન જોઇન્ડ કલબ, તુમ ગાવે ગુણ સબ, પ્રભુ પાપ હમારા નીવારણ કરકે, દીજીએ દરશણ અબ. જીન. ॥ ૨ ॥

॥ ૧૧ ॥

રૂક્ષ્મણીનો રાગ.

ચેન ના પડે, પ્રભુ દર્શ વિનારે. ટેક.

પ્રભુ દર્શ, થતાં તર્ત, કરી સ્પષ્ટ, પામું હર્ષ; ચિત્તમાં અતિ અરે ચેન. ૧. પલ પ્રભુ બિના, યુગ સમી લાગેરે, લાગે લાંય, દ-લ-ાંય નહી પ્રમાણ થુમે યાય; માટે દર્શન દે હવે ॥ ચેન ॥ ૨ ॥

શ્રી જઇન જોઇન્ડ કહે, તું તાર પ્રભુ હવે મુને; પ્રભુ પાસ, આવ્યો પાસ, દર્શ આસ, તુમ દાશ; માટે તુ ઉગાર હવે. ॥ ચેન ॥ ॥ ૩ ॥

॥ ૧૨ ॥

( બીબી જાન સુણીએ જરી ) એ રાગ.

નેમજીન સુનીએ જરી, અરજ મેરી, દીલમે ધરી, ॥ ક્રુપા ॥ ટેક॰ રથના ફીરાવો, વીચારી હમારી વાત, નેમજી મારા દીલના પ્યારા છો જદુકુલ જાત ॥ નેમજીન ॥ ૧ ॥ આઠ ભવ થયા મેં'ત તમારી સાથ. રાજુલનારી. કેમ વીસારી, છોડી ન જાઓ નાથ ॥ ૨ ॥ ગીરનાર જઈ સંજમ લઈ, પાએ સુખ અ॰ પાર; શ્રી જઈન જોઈન્ડ, કલબ કહે, વંદુ વાર વાર ॥ નેમ॰ ॥ ૩ ॥

॥ ૧૩ ॥

દીનધારી દાતારો તું તર ( બે વાર ) જયકારી-દુ:ખ- કારી-બલીહારી--હરદમ. ટેક ચીતની અરજ મે ( દીલમે ધરના, મેહેર નજર તુમ હમ પર કરના; દીલધારી-હમારી- લાચારી-હરદમ, દીનધારી ॥ ૧ ॥ ધ્યાન ધરૂ હરદમ મે તુજસે, રખીએ આપ ચરણમે મુજને; દુઃખભારી-હમારી-નીવારી- હરદમ દીનધારી ॥ ૨ ॥ તારણ શરણ. ગોડીજી તુમ. રી શ્રી જઈન જોઈન્ડ કલબ હુએ સદા આભારી તુમારોગુણ કારી-પુકારી-હરદમ ॥ દીનધારી ॥ ૩ ॥

॥૧૪॥

( મોરા સાંવરીઆ જાને ન દે ) એ દેશી

મોરા નેમ પીયા જાનેન દઉં જાનેનદઉંમેતો જાને ન દઉંગી, જાને ન દઉં ॥ ટેક ॥ તોરણ આએ રથ ક્યું ફીરાએ રે, ફી

રાને નદઉંગી ફીશાને નદઊંગી, ફીશાને નદઊં ॥મોરા ૧ ॥ં
અઠ ભવોકી; મીત કયું છે.ડારે; છુડાને નદઉંગી છુડાને ન
દઉંગી, છુડાને ન દઉં ॥ મોરા ॥ જઇન જોઇન્ડ કલબ હુ
એ, ચરણ તમારીરે ચરણામે રઊંગી મેતો ચરણામેં રઉંગા
ચરણામેં રઉં ॥ મોરા ॥ ૩ ॥

॥૧૫॥

## ['બંસી બાજરહી, મન ,મોહનકી ] એ દેશી

જીનસે લાગ રહી, મન દરશાનકી; ચેન ના પડત
હુએ, તુમ દરશણ બંન; થારે મન દરશાણકી ટેક એ દરી
શાન મેરો, મન ઉલ સવત; વારી મેરે જીનવરકી, જીનસે
॥ ૧ ॥ જારે ચેતન, જીન મંદરકો; વારી જીન પ્રોનમકી,જી
નસે. ॥ ૨ ॥ સુરત દી જઇન, જોઇન્ડ કલબ હુએ; વારીજી
ન શાસનકી, જીનશે ૩

॥૧૬॥

## ( દરબચા તું હમસે જાયગા કહાં . એ દેશી

સુવીધી નાથરે, તું કષ્ટ કાપ અરે. ટેક પ્રાણતપાળ, તુ
જઆધાર, છેતું કૃપાળ. નમીએ-હમે-જોડી-હસ્ત; સાચથા
કૃપાળ. હમે છઇએ તમારા બાળ; તું કષ્ટકાપ અરે. સુવીધી
॥ ૧ ॥ પ્રાણતપાળ, તુંજ આધાર, છેતું કૃપાળ; સુરત-ધી
જઇન-જોઇન્ડ-કલબ-નમેછે આવાર, માટે સાચથા કૃપાળ,હ.

મે છીએ હમારાં બાળ; તું દુઃખ કાપ અરે ॥ સુવીધી ॥૨॥

॥૧૭॥

( બાસત રાગ )

માનો માનો માનોને મોરી, પ્યારે નેમ અર્જએ ટેક. મુજ વીનંતી હૈયે ધરી, મેહેર દયા અમપર કરી, આઠ ભ વોંકી પ્રીત તોડી, ન જાઓરે ॥ માને ॥ ૧ ॥ તકસીર હુ મારી નાથ વીસારી, દયાધારી આવોરે; જદુપતીહો આપ તમ કુલ દીપાવોરે ॥ માનો ॥ ૨॥ ગીરનાર જઈ સંજમ લઇ, દોનુ જોડ મોક્ષ રહી; ધી જઈન જોઈન્ડ કલબ ગુણગાઆવેરે.॥માનો॥૩.

॥ ૧૮ ॥

( કસુંબો કસુંબી ) એ દેશી.

સુસંગી, સુસગી, સુસંગી, સુસંગી પ્રભુ મીલ ગએ સફળભઈ, મોરી નેના; સુસંગી પ્રભુ મીલ ગએ ટેક. એકતો મેં દરસંન, મે દરીસન, મેં દરશન; મેં દરસકો પ્યાશી (૩) દર્શન બીના નહીં ચેન નેના, સુસગી પ્રભુ ॥ ૧ ॥ એકતો મેં પાપી, મેં પાપી; મેં પાપી હું પ્રાણી (૩) તારન વાલે ભગવાન નેના, સુસંગી પ્રભુ૦ ॥ ૨ ॥ એક તો મેં માયા, મેં માયા; મેં માયાકી લોભી (૩) જુઠી માયા મોરી જાન નેના સુસંગી પ્રભુ૦ ॥ ૩ ॥ એક તો મેં આયા, મેં આયા; મેં આયા તોરે શરણે (૩) જોઇન્ડ કલબ ગુણ ગાય નેના, સુસંગી પ્રભુ૦ ॥ ૪ ॥

॥ ૧૯ ॥

( બંધ કિલ્લો પિતાજી સું કામ. ) એ દેશી.

મહાવીર તોરેરે, ચરણે આકે ખડા હું આ વાર. ટેક.

તુમેરે, દરીસનસે, ચેન પડત હૈ, તુમ પ્રભુ તારણ હાર. મા૦ ॥ ૧ ॥ સીધારથ રાજાને, ત્રીશલાજી મતા; ધનહે માહાવીર અવતાર ॥ માહા ॥ ૨ ॥ સિંહકા લંછન પ્રભુ, જીકું બીરાજે; અમપર હુએ તુમ આધાર ॥ માહા ॥ ૩ ॥ શ્રી જૈન જોઈન્ડ કલબ હુએ, સરણે તુમારી; આપ હો જૈની સરદાર. ॥ માહા ॥૪॥

દાંડી આ રસ તથા કેરડા રસના ગાયનો.

॥ ૧ ॥

પાસ પ્રભુજી, આગે, સબ સક હીલમીલ નાચરંગ ઉડાવોની ધ્યાન ટેક. છીછીકુમ, છાંછીકુમ, થા, થચાં ॥ ધે. ધે, ધી ધીનક, ધે, ધે. ધા ધાનક; તકધુમ, તીડીકટ, કીડડાંગ ડાંગ ॥ પાસ ॥ ૧ રીગમ, ગરીગ, રીસારી ॥ થૈ, થૈ, નાટારંગ; (૨) રૂમઝુમ, ઝાંગ ચંગ, બજાવોની તાન ॥ પાસ ॥ ॥૨॥ જૈન જોઇન્ડ, કલબ હુએ, શરણે નીશાન; ધા, ગે, ગ ધ, ધાધાધા; ધા, ઝે ગધા ધાધાધા; ધાંધાધા, થનનના પ્રભુ, નમન માન ॥ પાસ ॥ ૩ ॥

॥ ૨ ॥

( થૈ તાના થૈ ) એ દેશીએ મળતું.

છુમ; છીછી છુમ ( ૩ ) રૂમ ઝુમ, રૂમઝુમ, રૂમઝુમ ઝી

છી ઘુમ (૨) વારીજાઉં પ્રભુપાસ ॥ પ્રભુ દરી મુને આસ ॥ આવ્યોછે તુમ શરણે દાસ ॥ ઘુમ ॥ સાખી ॥ વણારશીમે જન્મ લીયે, અગ્રસેનનો બાળ ॥ વામા કુખે અવતર્યા, જીવજીવન પ્રતિપાળ ॥ ૧ ॥ વારી ॥ સાખી ॥ મુગટ દીપે સોહામણો, કાનોમેં કુંડળ સાર, બાહે બાજુબંધ બેરખા ગળે મોતનકો હાર ॥ ૨ ॥ વારી ॥ સાખી ॥ સુરત જઇન જોઇન્ડ કલબ હુએ, વરચેગ્રા મોઝર ॥ નગરશેઠની પોળમાં ગોડી પસ અધાર ॥ ૩ ॥ વારી.

॥ ૩ ॥

( પારકે ઘર ચલજાએ ) એ દેશી

જીન મંદીર ચલજાવે, દરસન કર આવે, પ્રભુકા. ટેક. મોક્ષ નગરકા, રસ્તા બતાવે, હસ્ત પકડકે નર્કસે બચાવે ॥ પ્રભુસે પડા સબ પાના, જલ્દ વહાંજાનાં, હે મોક્ષ ઠીકાના; દરસણ કરઆના પ્રભુકા ॥ જીન૦ ॥ ૧ ॥ રીખબ, અજીત સંભવ ગુણ ગાઉં, અનંત ચોવીસે જીનકુ વખાણું ॥ શ્રી જૈન જોઇન્ડ ગુણ ગાવે, ઉમંગ ઉર લાવે; દરસણ કરઆના પ્રભુકા ॥ જીન ॥ ૨ ॥

॥ ૪ ॥

( એરીણ્યા મનહુાના ) એ દેશી.

મુરતી મોહનગારી, લાગે પ્રભુજી તારી ॥ ટેક ॥ ગાવે સાજન, અરપીને તનમન, બલીહારી ધન ધન, આદ્ય

પ્રભુજી તારી, જાઉં બલીહારી વારી ॥ ૧ ॥ મુરતી. ॥ સા ગગ, રીમમ, ગપપ, મધધ, પનીની, ધસાસા; સાનીસાનીધ, નીધનીધપ, ધપધપમ, પમપમગ, મગમગરી, ગરીગરીસા; નાચી રાચી સ્તુતી ગાએ ' જોઈન્ડ તારો ॥ ૨ ॥ મુરતી ॥

ચોવીશી.

(ગજબ ગજબ થયો શું પુરમાં આવાર ) એ દેશી રાગ.

રાખભ, અજીત, શંભવ, અભીનંદન સુમતીનાથ; પદમ પ્રભુ સુપાસજીન, ચંદ્ર, સુવીધીનાથ ॥ શીતળ, શ્રેયાંસ, વાસુ પુજ્ય, વીમળ, અનંતનાથ; ધર્મ, શાંતી, કુંથુ, અર, શ્રી શ્રી મલ્લી નાથ ॥

ટોડો

મુની સુવ્રતજીન, શ્રી નમિનાથ; નેમનાથજી, શ્રી પાર્શ્વનાથ (ગ) ' ચોવીશમ શ્રી વીરજીન; નમન નમન નથ ॥ ૧ ॥

શ્રી ચોવીશે વીતરાગ, નમીએ કર જોડ; 'શ્રી જૈન જોઈન્ડ કલબ'ની પુરોવંછીત કોડ ॥ સુર્યપુર સુંદર બંદરમાં, વડા ચૌટા મોઝાર; નગરશેઠની પોળમાં, જોડી પાસ આધાર ॥

ટોડો

લળી લળી 'કલબ' નમન કરે; તુમ ચરણુની આશ ધરે ( ૨ ) 'ગુલાબ' સેવક સાચું ચહે; નમન નમન નાથ ॥ ૨ ॥

## ગરબાઓ

॥ ૧ ॥

સાચારે મારા મલ્લી જીનેશ્વર, મલ્લીજીનેશ્વર; હું તો તારી સેવા કરીસ જીનરાજ ॥ ટેક ॥ ભોયણુ પુરમાં આપ બિરાજો, આપ બિરા

જો; દેખી મનત્રંછીત સમી પલેહોરાજ ॥ સાચા ॥ ૧ ॥ ભોયણી
ગામ લુટારાનાં ઠામ, લુટારાનાં ઠામ; મલ્લીનાથ પ્રગટયા દુઃખ સ
મી ગયા હોરાજ ॥ સાચા ॥ ૨ ॥ "ધી જૈન યંગ જોઇન્ડ કલબ"ઃ
સુરતની, 'કલબ' સુરતની; નમી નમી તમારા ગુણ ગાયછે મહારાજ
॥ સાચા ॥ ૩ ॥

॥ ૨ ॥

હેતે ભજીલો અદિશ્વર નાથનેરે, આવ્યું આવું ટાણું સુંદર નારે હ
થ ॥ હેતે૦ ॥ પુરણ પુન્યતે પ્રગટ તેથી થશેરે, જાશે જનમ મરણ
પરીતાપ ॥ હેતે૦ ॥ ટેક ॥

॥ સાખી ॥

લાખ ચોર્યાશી તરવા તણો, કરોને કાંઇ ઇલાજ;
મનુષ્ય જનમ પામ્યા છીએ, પ્રેભુ ભજવાને કાજ,
ગયો અવસર ફરી ફરી નામ લેરે ॥ માટે સમજી સમરો પ્યારા ભ્રા
ત. ॥ હેતે૦ ॥ ૧ ॥

॥ સાખી ॥

માતતાત સત સુંદરી, ધરા અને ધન ધાન;
પ્યારા સુંદર જે લહો, એજ અસ્થીર તમામ.
એવા પ્રપંચમાં, શું મોહી રહ્યારે ॥ નહી આવે આખરે સંગાત
॥ હેતે૦ ॥ ૨ ॥

॥ સાખી ॥

મુકીને મારૂં મમતા, વળી રાગને છેશ;
દારા પાસ પ્રેભુ ઉપરે, રહે નામ તુજ સેષ.
"જૈન જોઇન્ડ કલબ" સુરતનીરે ॥ નીત્ય પ્રેભુ ગુણ ઉ
મંગથી ગાય ॥ હેતે૦ ॥ ૩ ॥

સમાપ્ત.

હોરી—શાબકાફી (કેસારંગ બનાયા.) એદેશી.

કેસારંગ બનાયા, મેરે હૈયામેં સમાયા ટેક.

પેહલે રંગ આદિજીનકું સોહીએ, જીને રસ્તા બતાયા.

દુજા રગ સીધ્ધીજીકું સોહીએ. જીને સિધ્ધ બઢાયા. મેરે૧

તીસરે રંગ મુનીજીકું સોહીએ, જીને મુન બનાયા.

કીત કીત જીવોકું બોધ હુવેહે, અંતે મોક્ષ સુખ પાયા. મેરે.

સુરત શ્રી જૈન જોઈન્ડ કલબ કહે, જ્ઞાન ગુલાલ ઉડાયા.

કેશર ચંદન ભરકે કટોરા, પુજો શ્રીજીનરાય. મેરે. ૩.

## જાહેર ખબર.

જૈન રમુજી ગાયન સગ્રહ સ્તવનાવળી કીમત ૦)—॥ જૈન ભકિતકાવ્ય. ૦)૦। જૈન સંગીત સ્તવનાવળી ૦)=જૈન સ્તવન દ. પેણુ ૦)— જૈન જ્ઞાનોદય કાવ્ય ૦)= શ્રી બાળચદ્રજી ગુણ વર્ણન ૦। જૈન પ્રકાસ સ્તવનાવળી ૦,— શ્રી સિદ્ધગિરિ સ્તુતિ ૦)૦॥। જૈન જોઈન્ડ સ્તવનાવળી ૦)—॥

ઉપર લખેલી ચોપડીઓ સુરત મધે નગરશેઠની પોળમાં વડે ચૌટે શ્રી ગોડીચા પાર્શ્વનાથજીના દેરા સરજીમ દરરોજ સાંજરે બેસતી "**શ્રી જઈન જોઇન્ડ કલબ**" માંથી મળશે. તથા એ કલબના મેમ્બર્સો કનેથી મળશે. તથા "**શ્રી જૈન ખાંચ જોઇન્ડ કલબના સેક્રટરી શા૦ કસ્તુરચંડ મગનચંદ ઠા૦ વડા ચૌટા કબુતરખાના આગળ.**"